સમગ્ર સૃષ્ટિના સર્જક અલ્લાહના નામથી
જે અત્યંત દયાળુ અને અનહદ કૃપાળુ છે

# અનમોલ મોતી

સમગ્ર માનવજાતના પયગમ્બર (સંદેષ્ટા)
મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વચન રત્નો




સંકલન : અબુ તલ્હા
તૃતિય આવૃત્તિ : માર્ચ - ૨૦૧૪
પ્રત : ૧૦૦૦

સૃષ્ટિમાં સમયાંતરે અલગ અલગ કુળ અને પ્રદેશોમાં અલ્લાહે પોતાના સંદેશો લઈ પયગમ્બર (સંદેષ્ટા) મોકલ્યા. અને તેઓ દ્વારા માનવજાતને દુનિયાનું જીવન તથા મૃત્યુ પછીનું જીવન સુખી, સમૃદ્ધ અને સંપૂર્ણ સફળ કઈ રીતે બનાવવું તે આદેશો સમગ્ર માનવજાતને આપ્યા.

અને છેલ્લે અંતિમ પયગમ્બર (સંદેષ્ટા) મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કયામત (પ્રલય)ના દિવસ સુધી પેદા થનાર માનવજાત માટે જીવન જીવવા માટેની સંપૂર્ણ જીવનશૈલી તથા આદેશો લઈને સૃષ્ટિમાં માનવજાત તરફ મોકલવામાં આવ્યાં. જે આદેશો મુજબ પયગમ્બર સાહેબે પોતાનું જીવન વિતાવ્યું અને સમગ્ર માનવજાતને આજ્ઞા કરી.

મુહમ્મદ પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કેટલાક આદેશોનું વર્ણન આ કિતાબમાં કરવામાં આવેલ છે. આશા છે કે વાંચક મિત્રોને આ આદેશો ઉપર અમલ કરી પોતાનું જીવન (આલોક-પરલોક) સફળ બનાવવામાં આ કિતાબ જરૂર મદદરૂપ થશે.


અનમોલ પ્રકાશન
૨૮, કબીર કોમ્પ્લેક્ષ,
ગંજ બજાર પાસે,
નડીઆદ-૩૮૭૦૦૧.
www.anmolprakashan.org




મુદ્રક : મુન ગ્રાફીક્સ : ૯૮૯૮૦૮૮૨૬૬

## બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

# પ્રસ્તાવના

અસ્સલામુ અલયકુમ, વ.વ.,

સમગ્ર વખાણ સૃષ્ટિના માલિક અલ્લાહના માટે જ છે. અનહદ દરૂદ સલામ નાઝીલ થાય સમગ્ર માનવજાતના અંતિમ સંદેષ્ટા મુહમ્મદ પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ
વ સલ્લમ ઉપર.

આજના યાંત્રીક અને ઝડપી યુગમાં માનવજાતને વિજ્ઞાન અને ટેક્નો-લોજી સાથે કદમ મીલાવી જીવનને સફળ અને સંતુષ્ઠ બનાવવાનો પ્રયાસ કર્યો છે. પરંતુ જે હદે તે સફળ થવો જોઈએ તે થયો નથી. અને અનેક શારિરીક, માનસીક, આર્થિક તથા સામાજીક મુશ્કેલીઓનો સામનો કરી રહ્યો છે. તેનું મુખ્ય કારણ એ છે કે તેની નજર ફક્ત ભૌતિક સુખ ઉપર જ રહેલ છે. અને સમગ્ર જીવન શૈલીમાં નૈતિક મુલ્યોનો ક્યાંય પણ સ્થાન મળેલ નથી.

આથી આજની આ પરીસ્થિતીમાં માનવી માટે એ વાતની તાતી જરૂર છે કે કોઈ એવી સંપૂર્ણ જીવન જીવવાની પદ્ધતિ તેની પાસે હોય કે જેના થકી તે શારિરીક, માનસીક, આર્થિક તથા સામાજીક દરેક ક્ષેત્રે સફળ થઈ શકે અને ખાસ કરીને દુન્યવિ જીંદગી બાદ આવનાર આખેરત (પરલોક)ના જીવનમાં પણ તે સફળ થઈ શકે.

ઉપરોક્ત સંજોગો માત્ર એકજ વિકલ્પ તેની પાસે રહે છે. અને તે છે સૃષ્ટીના સર્જકના આદેશોનું પાલન. અને આપણે જાણીએ છે તે મુજબ સૃષ્ટિના સર્જકે વિવિધ પ્રદેશ અને સમય પ્રમાણે પયગમ્બર તથા સંદેષ્ટા માનવજાતના તારણ માટે મોકલ્યા અને એનીજ કળી રૂપે અંતીમ સંદેષ્ટા

(આખરી પયગમ્બર) મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સૃષ્ટિના લોકો માટે માર્ગદર્શક બનીને મોકલવામાં આવ્યા.

આ મહાન પયગમ્બર મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દ્વારા જે આદેશો અને હુકમો સૃષ્ટિના સર્જક તરફથી સમગ્ર માનવજાત માટે  અવતરિત કરવામાં આવ્યા જેના થકી સમગ્ર માનવજાત સંપૂર્ણ સલામતી, ઈન્સાફ અને બન્ને જહાન (આલોક - પરલોક)ની સફળતા મેળવી શકે એવા આદેશો જેમાંના કેટલાક આદેશોનું આ કિતાબમાં ભાષાંત્તર વર્ણવવામાં આવેલ છે. અને એવો એક નમ્ર પ્રયાસ છે કે આ આદેશો ઉપર અમલ કરી દરેક પોતાનું જીવન સફળ બનાવે.

મૂળ કિતાબ જવાહિરુલ હદીસ ના સંપાદક તથા ગુજરાતી અનુવાદકનો અમો ખૂબજ આભાર વ્યક્ત કરીએ છીએ અને અલ્લાહ તેનો બદલો તેઓને બન્ને જહાનમાં આપે. આમીન.

અંતમાં આ કિતાબનો મકસદ ઘણા બધા મિત્રો મુહમ્મદ પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વાતો, વાણી, આચરણ અને આદેશોથી અજાણ છે તેવા લોકોને આ વાતો જણાવવા તથા અમલ કરવાની દઅવત આપવા માટેનો છે.

## (૧) ઉચ્ચ નૈતિક ગુણો

હઝરત અનસ બિન માલિક રઝિ. કહે છે કે ‘મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ’ નૈતિકતાની દષ્ટિએ લોકોમાં સર્વશ્રેષ્ઠ હતાં. (મુસ્લિમ)

## (૨) શરમ - હયાનો જીવંત નમૂનો

હઝરત અબૂસઈદ ખુદરી રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર્દાનશીન કુંવારી છોકરી કરતાં પણ વધુ શરમહયાવાળાં હતાં. (બુખારી)

## (૩) ઉદાર વર્તન

હઝરત અનસ રઝિ. ફરમાવે છે કે મેં દશ વરસ સુધી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવા કરી.
આ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ક્યારેય મને ઉંહ સુદ્ધાં ન કહ્યું અને ન તો કોઈ કામ માટે એમ ફરમાવ્યું કે આ
શા માટે કર્યું, અને કોઈ કામ ન કરવા બદલ એમ પણ
ન ફરમાવ્યું કે આ કેમ નથી કહ્યું. (તિરમિઝી)

## (૪) વિશાળહૃદયતા

હઝરત જાબિર રઝિ. ફરમાવે છે કે એવું ક્યારેય નથી બન્યું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે કોઈ વસ્તુ માંગવામાં આવી હોય અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આપવાની ના પાડી હોય. (બુખારી)

## (૫) વિશાળહૃદયતા

હઝરત અબૂહુરૈરહ રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જો મારી પાસે ઉહુદ (પર્વત) જેટલું સોનું હોય તો પણ હું આ પસંદ નહીં કરૂં કે ત્રણ રાત એ હાલાતમાં વીતી જાય કે મારી પાસે એમાંથી થોડું બચેલું રહે એ સિવાય કે જે હું કરજ ચુકવવા માટે રાખી મૂકું. (બુખારી)

## (૬) અલ્લાહની રાહમાં ખર્ચ અને સખાવત

હઝરત ઈબ્ને અબ્બાસ રઝિ. ફરમાવે છે કે : મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સૌથી વધુ સુખ હતાં અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સખાવત રમઝાનમાં ઓર વધારે રહેતી. જ્યારે જિબ્રઈલ અલયહિસ્સલામ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે મુલાકાત કરતાં. જિબ્રઈલ અલયહિસ્સલામ રમજાનની દરેક રાતે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે મુલાકાત કરતાં અને કુરઆન સાથે મળીને પઢતાં. આ દિવસોમાં મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સખાવત, ઝડપી પવન કરતાં પણ વધુ ઝડપી બની જતી હતી. (બુખારી)

## (૭) અલ્લાહની રાહમાં ખર્ચ અને સખાવત

હઝરત અબૂહુરૈરહ રઝિ.ની રિવાયત છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : સદકો માલ (ધન)ને ઘટાડતો નથી અને જે બંદો દરગુજર કરે છે અલ્લાહતઆલા તેની ઈજ્જતમાં વધારો કરે છે અને જે માણસ અલ્લાહ વાસ્તે નમ્રતા અપનાવે છે. અલ્લાહતઆલા તેને બુલંદી એનાયત કરે છે. (મુસ્લિમ)

## (૮) પુષ્કળ ઈબાદત

હઝરત મુગીરહ બિન શુઅબા રઝિ. ફરમાવે છે કે. સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (પુષ્કળ પ્રમાણમાં) નમાઝ પઢતા હતા એટલે સુધી કે પગમાં સોજો આવી ગયો. કોઈએ સવિનય કહ્યું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આટલી બધી તકલીફ ઉઠાવો છો જો કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આગળપાછળના તમામ ગુના બક્ષવામાં આવ્યાં છે. તો ફરમાવ્યું : શું હું આભારી બંદો ન બનું ? (મુસ્લિમ)

## (૯) અપશબ્દોથી બચવું

હઝરત અબૂ અબ્દુલ્લાહ જદલી રઝિ. ફરમાવે છે કે મેં હઝરત આઈશા રઝિ. પાસેથી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અખ્લાક વિષે પૂછ્યું તો તેમણે ફરમાવ્યું : 'આપ ન તો નિર્લ્લજ શબ્દો બોલતાં, ન તો અપશબ્દો. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બજાર વચ્ચે જોર જોરથી બોલતા ન હતાં, ન તો ક્યારેય આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બુરાઈનો બદલો બુરાઈથી આપ્યો બલ્કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માફી આપી દેતા અને દરગુજર કરતાં.'

(તિરમિઝી)

## (૧૦) અપશબ્દોથી બચવું

હઝરત અનસ રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જીભ ગાળો, નિર્લ્લજ વાતો અને લાનત ઠપકાથી પાક હતી. કોઈની ઉપર ગુસ્સે થતાં તો માત્ર એટલું જ કહેતાં કે, આને શું થઈ ગયું છે ? આનું કપાળ ધૂળવાળું થાય. (બુખારી)

## (૧૧) અલ્લાહ ઉપર ભરોસો

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહની રિવાયત છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જિહાદ માટે નજદ તરફ એક સફર ખેડ્યું હતું જેમાં તેઓ પણ સામેલ હતાં. એમનું કહેવું છે કે જ્યારે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાછા વળ્યાં તો હું પણ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો સહયાત્રી હતો. મુસાફરી દરમ્યાન મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બપોરના આરામ માટે એક ટેકરીની તલેટીમાં જ્યાં છાઊના પુષ્કળ ઝાડ હતાં, ત્યાં ઉતરી ગયાં અને સહાબીઓ ઝાડોમાં આમતેમ છાંયડામાં જતા રહ્યાં. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ બાવળના એક ઝાડ નીચે આરામ કરવા લાગ્યાં. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની તલવાર ઝાડ ઉપર લટકાવી દીધી હતી. અમે થોડા સમય માટે સૂઈ ગયાં. એકાએક મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમને બોલાવી રહ્યા હતાં. જ્યારે અમે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે પહોંચ્યા  તો શું જોયું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે એક બદ્દૂ બેઠો છે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું હું ઊંઘી રહ્યો હતો ત્યારે આ માણસે મારી તલવાર ખેંચી લીધી. હું તરત જાગી ગયો. જોયું તો તેના હાથમાં ખુલ્લી તલવાર છે. અને કહી રહ્યો છે કે તમને મારાથી કોણ બચાવશે.

મેં કહ્યું : અલ્લાહ ! (આ સાંભળતાં જ તેના હાથમાંથી તલવાર પડી ગઈ અને તે મેં ઉપાડી લીધી) તો જુઓ આ એ જ માણસ છે જે સામે બેઠો છે.'' એ પછી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેનાથી બદલો લીધો નહીં. (બુખારી)

## (૧૨) સાદગીભર્યુ જીવન

હઝરત ઈબ્ને અબ્બાસ રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સતત કેટલીય રાતો ભૂખ્યા રહી પસાર કરતાં. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કુટુંબીજનોને રાતનું ભોજન ન મળતું, એટલે સુધી કે જે રોટી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખાતાં તે સામાન્ય રીતે જવની બનેલી રહેતી હતી. (તિરમિઝી)

## (૧૩) સાદગીભર્યુ જીવન

હઝરત અબૂમૂસા અશ્અરી રઝિ. ફરમાવે છે કે, હઝરત આઈશા રઝિ. એ અમને એક ચાદર અને એક જાડી લુંગી કાઢીને બતાવી અને ફરમાવ્યું "મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ બે લુગડાંમાં અવસાન પામ્યાં." (બુખારી)

## (૧૪) સાદગીભર્યુ જીવન

હઝરત આઈશા રઝિ. ફરમાવે છે કે : મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પથારી, જે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સૂવા માટે ઉપયોગમાં લેતાં હતાં, ચામડાની હતી જેની અંદર ખજૂરીના રેસાં ભરેલાં હતીં. (તિરમિઝી, બુખારી)

## (૧૫) ઓછું ખાવું અને સામાન્ય ભોજન પર સંતોષ

હઝરત આઈશા રઝિ. ફરમાવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એવી હાલતમાં દુનિયાથી વિદાય લઈ ગયા કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ક્યારેય દિવસમાં બે વખત પેટ ભરીને રોટલી અને તેલ ખાધું નહીં. (મુસ્લિમ)

## (૧૬) ઓછું ખાવું અને સામાન્ય ભોજન પર સંતોષ

હઝરત આઈશા રઝિ. ફરમાવે છે કે અમે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઘરના લોકો એક એક મહિનો એવી હાલતમાં ગુજારતાં કે આગ જલાવાતી નહીં. અમારૂં ગુજરાન માત્ર ખજૂર અને પાણી ઉપર થતું. (મુસ્લિમ)

## (૧૭) ભોજનમાં ખામી ન કાઢવી

હઝરત અબૂહુરૈરહ રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ક્યારેય ભોજનમાં ખામીઓ કાઢતાં ન હતાં. જો પસંદ હોત તો ખાઈ લેતાં નહીં તો રહેવા દેતાં. (બુખારી)

## (૧૮) એશ-આરામ તરફ અનાકર્ષણ

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ રઝિ. ફરમાવે છે કે, (એક વખત) મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચટાઈ ઉપર સૂઈ ગયાં હતાં. જ્યારે ઊઠ્યાં તો મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પડખા ઉપર નિશાન ઉપસી આવ્યા હતાં. આ જોઈને અમે નમ્ર પણે કહ્યું કે, “હે અલ્લાહના રસૂલ! જો અમે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે નરમ પથારી લાવીએ તો શું વાંધો છે ?” ફરમાવ્યું : ‘મને દુનિયા સાથે શી લેવા દેવા ! દુનિયા સાથે મારે આટલો જ સંબંધ છે જાણે કોઈ સવાર (મુસાફર) કોઈ ઝાડના છાંયડા હેઠળ (થોડા સમય માટે) થોભી જાય અને પછી એને છોડીને જતો રહે. (તિરમિઝી)

## (૧૯) ઘરનાં લોકોની સેવા

હઝરત અસ્વદ રઝિ. કહે છે કે મેં હઝરત આઈશા રઝિ. ને પૂછ્યું : ‘મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘરમાં શું કરતા હતાં ?’ તેમણે ફરમાવ્યુ : ‘મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘરના લોકોની

સેવામાં લાગેલા રહેતા હતાં અને જ્યારે નમાઝનો સમય થઈ જતો તો નમાઝ માટે ઉભા થઈ જતાં.'' (બુખારી)

### (૨૦) અલ્લાહ સમક્ષ સાક્ષી આપવાની સભાનતા

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રઝિ. ફરમાવે છે કે મને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : 'મને કુરઆન સંભળાવો.' મેં અરજપૂર્વક કહ્યું, 'હે રસૂલે ખુદા, હું આપને કુરઆન સંભળાવું જ્યારે કુરઆન આપની ઉપર ઊતર્યું છે !' ફરમાવ્યું : 'મને બીજાઓ પાસેથી કુરઆન સાંભળવાનું પસંદ છે.' મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ
વ સલ્લમનો આ હુક્મ સાંભળી મેં સૂરઃ નિસા સંભળાવવા માંડી અને જ્યારે આયત વજિઅના બિક અલા હાઉલાઈ શહીદન (અને હે પયગમ્બર ! અમે તમને આ લોકો ઉપર સાક્ષી બનાવીને ઊભા કરશું-૪૦) પર પહોંચ્યો તો જોયું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આંખમાંથી અશ્રુ વહી રહી રહ્યાં છે. (તિરમિઝી)

### (૨૧) નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દુનિયામાંથી કઈ હાલતમાં વિદાય થયાં

હઝરત આઈશા રઝિ. ફરમાવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ હાલતમાં વફાત પામ્યાં કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું બખ્તર એક યહૂદી પાસે ૩૦ સાઅ જવ માટે ગિરો મૂકેલું હતું.

(બુખારી)

### (૨૨) નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દુનિયામાંથી કઈ હાલતમાં વિદાય થયાં

હઝરત આઈશા રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હાલતમાં વફાત પામ્યાં કે મારા કબાટમાં કોઈ એવી વસ્તુ ન

હતી જેને કોઈ પ્રાણી ખાઈ શકે, એ થોડા જવ સિવાય જે મારા કબાટમાં રાખેલા હતા. હું આમાંથી ઘણા દિવસો સુધી ખાતી રહી છેવટે મેં (એક દિવસ) તેમને માપ્યાં, જેના પછી તે ખલાસ થઈ ગયાં. (મુસ્લિમ)

### (૨૩) નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અંતિમ શબ્દો

હઝરત આઈશા રઝિ. ફરમાવે છે કે, 'છેલ્લા શબ્દો જે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુખેથી અદા થયાં તે આ હતાં : 'અલ્લાહુમ્મ બિર્રફી લઅલ્લા (હે અલ્લાહ ! તું ઉમદા મિત્ર છે !)

(બુખારી)

### (૨૪) ઈસ્લામમાં નીતિમત્તાનું સ્થાન

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર રઝિ. કહે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : 'તમારામાં શ્રેષ્ઠ એ લોકો છે જેમના અખ્લાક સૌથી સારા છે.' (મુસ્લિમ)

### (૨૫) ઈસ્લામમાં નીતિમત્તાનું સ્થાન

હઝરત અબુહુરૈરહ રઝિ. કહે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : 'ઈમાનવાળાઓમાં પૂર્ણ ઈમાનવાળા એ લોકો છે જે નૈતિકતામાં વધારે સારાં છે. (અબૂદાઉદ)

### (૨૬) અલ્લાહનો ડર (તક્વા) અને સારી નૈતિકતા

હઝત અબૂહુરૈરહ રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કોઈએ પૂછ્યું : 'મોટાભાગે કઈ વસ્તુ લોકોને જન્નતના (સ્વર્ગના) હક્કદાર બનાવે છે ?' ફરમાવ્યું : 'અલ્લાહનો ડર અને સારી નૈતિકતા.' પૂછનારે પૂછ્યું : 'અને મોટાભાગે કઈ વસ્તુ લોકોને જહન્નમ (નર્ક)ના હક્કદાર બનાવે છે ?' ફરમાવ્યું : 'મ્હોં અને ગુપ્તાંગો'

(તિરમિઝી)

## (૨૭) માણસના સારા-ખરાબ હોવાનું માપદંડ

હઝરત અબૂહુરૈરહ રઝિ. ફરમાવે છે કે, મુહમ્મદ  સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : અલ્લાહ તમારાં ચેહેરાં અને તમારું ધન નથી જોતો બલ્કે તમારાં દિલ અને તમારા કર્મ જૂએ છે.' (મુસ્લિમ)

## (૨૮) સાચું બોલવું

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રઝિ. ફરમાવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : 'સત્ય અપનાવો કેમકે સત્ય નેકી તરફ લઈ જાય છે. અને નેકી જન્નત તરફ. માણસ સાચું બોલતો રહે છે અને સચ્ચાઈને જ અપનાવી લે છે, તો છેવટે અલ્લાહતઆલાને ત્યાં સિદીકા (ઘણો સત્યવાન) લખી લેવામાં આવે છે. જૂઠથી બચો કારણકે જૂઠ બુરાઈ તરફ દોરી જાય છે અને બુરાઈ જહન્નમ ભણી લઈ જાય છે. માણસ જૂઠ બોલતો રહે છે અને જૂઠ અપનાવી લે છે તો છેવટે અલ્લાહતઆલાની પાસે કઝ્ઝાબ (ઘણો જૂઠ્ઠો) લખી લેવામાં આવે છે.

(મુસ્લિમ)

## (૨૯) મખલૂક પ્રત્યે દયા

હઝરત અબૂહુરૈરહ રઝિ. ફરમાવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : 'જે દયા કરતો નથી તેની ઉપર દયા કરવામાં નહીં આવે. (બુખારી)

## (૩૦) મખલૂક પ્રત્યે દયા

હઝરત જરીર બિન અબ્દુલ્લાહ રઝિ. ફરમાવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : 'અલ્લાહ એ માણસ ઉપર દયા કરતો નથી જે લોકો ઉપર દયા કરતો નથી.' (બુખારી)

## (૩૧) મખલૂક પ્રત્યે દયા

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર રઝિ. કહે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : 'રહેમ કરનારાઓ ઉપર રહ્‌માન રહેમ ફરમાવશે. ધરતીવાસીઓ ઉપર દયા કરો તો આકાશવાળો તમારી ઉપર દયા કરશે. રહેમ શબ્દ રહ્‌માન ઉપરથી આવ્યો છે તેથી જે તેને જોડશે અલ્લાહ તેને જોડશે અને જે તેને કાપશે અલ્લાહ તેને કાપશે.' (તિરમિઝી)

## (૩૨) મખલૂક પ્રત્યે દયા

હઝરત અબૂહુરૈરહ રઝિ. વર્ણવે છે કે, મેં અબૂલકાસિમ (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કુન્નીયત)ને કહેતાં સાંભળ્યા : "દયા એ જ માણસના દિલમાંથી કાઢી લેવામાં આવે છે જે અભાગી (બદ કિસ્મત) હોય." (તિરમિઝી)

## (૩૩) માનવી પ્રત્યે હમદર્દી

હઝરત અબૂહૂરૈરહ રઝિ. વર્ણવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : અલ્લાહુ ઈઝ્ઝ-વ-જલ્લ કયામતના દિવસે ફરમાવશે કે, "હે આદમની ઓલાદ ! હું માંદો પડ્યો તો તેં મારી ખબર ન કાઢી," તે અરજપૂર્વક કહેશે : હે મારા માલિક ! હું તારી કઈ રીતે ખબર કાઢું જ્યારે તૂં તો સૃષ્ટિનો માલિક છે.' અલ્લાહતઆલા ફરમાવશે, 'તને ખબર નથી કે મારો ફલાણો બંદો માંદો થઈ ગયો હતો પરંતુ તેં તેની ખબર ન કાઢી, શું તને ખબર ન હતી કે જો તૂં તેની ખબર કાઢવા ગયો હોત તો મને તેની પાસે જોત.' હે ઈબ્નેઆદમ ! મેં તારી પાસે ખાવાનું માગ્યું હતું પરંતુ તે મને ન ખવડાવ્યું' તે કહેશે, 'હે ખુદા ! હું તને કઈ રીતે ખવડાવત જ્યારે તું સમગ્ર જગતવાસીઓનો માલિક છે.' ફરમાવશે : 'તને ખબર નથી કે મારા ફલાણા બંદાએ તારી પાસે ખાવાનું માગ્યું હતું પરંતુ તેં તેને

ખવડાવ્યું નહીં. જો તૂં તેને ખડવડાવત તો આજે (એ નેકીને) મારી પાસે જોત.' 'હે ઈબ્નેઆદમ ! મેં તારી પાસે પાણી માગ્યું હતું પરંતુ તેં મને ન આપ્યું' તે કહેશે, 'હું કઈ રીતે પીવડાવત જ્યારે તૂં તો સમસ્ત મખલૂકનો પાલનહાર છે?' ફરમાવશે : 'મારા ફલાણા બંદાએ તારી પાસે પાણી માંગ્યું હતું પરંતુ તેં તેને ન પીવડાવ્યું, જો તૂં તેને પીવડાવત તો આજે આ નેકીને મારી પાસે જોત.' (મુસ્લિમ)

## (૩૪) અનાથોનું પાલનપોષણ

હઝરત સહલ બિન સઅદ રઝિ. ની રીવાયત છે કે , મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ એ ફરમાવ્યું : 'હું અને અનાથનું પાલન પોષણ કરનારા આવી રીતે જન્નતમાં હોઈશું.' મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ એ પોતાની આંગળી અને વચ્ચેની આંગળી દ્વારા ઈશારો કરતાં ફરમાવ્યું.(બુખારી)

## (૩૫) દરેક હાલતમાં અલ્લાહનો ડર રાખવો

હઝરત અબૂઝર રઝિ. ફરમાવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ એ મને કહ્યું : 'જ્યાં પણ હોવ, અલ્લાહથી ડરો, બુરાઈની પાછળ ભલાઈ કરો જેથી એને મિટાવી દે, અને લોકો સાથે સારી રીતે વર્તો.'

(મુસ્લિમ)

## (૩૬) રસ્તામાંથી અડચણરૂપ વસ્તુ ખસેડવી

હઝરત અબૂહુરૈરહ રઝિ. વર્ણન કરે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ ફરમાવ્યું : 'એક માણસ રસ્તામાંથી પસાર થઈ રહ્યો હતો ત્યાં તેણે એક કાંટાળી ડાળ રસ્તામાં પડેલી જોઈ. તેણે તેને હટાવી દીધી. અલ્લાહે તેના આ કર્મની કદર કરી અને તેને માફી બક્ષી.'

(મુસ્લિમ)

## (૩૭) હમદર્દી અને દુઃખ દર્દમાં સહભાગી બનવું

હઝરત અબૂ મૂસા અશ્અરી રઝિ. વર્ણવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ ફરમાવ્યું : 'ભૂખ્યાને ખવડાવો, બિમારની ખબર પૂછવા જાઓ અને કેદીને (નિર્દોશ) છોડાવો.' (બુખારી)

## (૩૮) દિલની દૌલત

હઝરત અબૂહુરૈરહ રઝિ.ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : અમીરી માલ-સાધનની વિપુલતાનું નામ નથી બલ્કે અમીરી અસલમાં દિલની અમીરી છે. (બુખારી)

## (૩૯) દિલની દૌલત

હકીમ બિન હિઝામ રઝિ. કહે છે કે, મેં મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે ધન માંગ્યું તો આપે એનાયત કર્યું, મેં ફરીથી માંગ્યું તો ફરીથી એનાયત કર્યું, મેં વધુ માંગ્યું તો આપે વધુ એનાયત કર્યું, એ પછી ફરમાવ્યું 'હકીમ ! આ ધન હરિયાળું અને મધુર છે. જે માણસ આને મનની સ્વચ્છતા સાથે લે છે તેને આમાં બરકત આપવામાં આવે છે. અને જે કોઈ એને લાલચ સાથે લે છે એમાં તેને બરકત આપવામાં આવતી નથી અને એ માણસની હાલત એના જેવી થઈ જાય છે જે ખાધાં કરે છે પરંતુ ધરાતો નથી - અને (યાદ રાખો) ઉપરવાળો હાથ નીચેવાળા હાથ કરતાં વધુ સારો છે.' (બુખારી)

## (૪૦) દાન અને ખૈરાત

હઝરત અબૂહુરૈરહ રઝિ. ફરમાવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જેણે પોતાની શુદ્ધ કમાણીમાંથી એક ખજૂર જેટલું પણ દાન કર્યું - અને અલ્લાહ શુદ્ધ વસ્તુઓ જ સ્વીકારે છે - તો અલ્લાહ એ દાનને પોતાના જમણા હાથે સ્વીકારે છે અને તેને એવી રીતે

ઉછેરે છે જેવી રીતે તમે તમારા વાછરડાને ઉછેરો છો, એટલે સુધી કે આ (મામૂલી) દાન (ઉછરીને) પર્વત જેવડું મોટું થઈ જાય છે.(બુખારી)

### (૪૧) સ્ત્રીઓ સાથે સદ્‌વ્યવહાર

હઝરત અબુહુરૈરહ રઝિ. ફરમાવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : સ્ત્રીઓ સાથે સદ્‌વ્યવહાર કરો કારણ કે સ્ત્રી વાંકી પાંસળીમાંથી બનેલી છે અને સૌથી વધારે વક્રતા ઉપરના ભાગમાં હોય છે તેથી જો તમે એકદમ સીધી કરવા જશો તો તે ભાંગી જશે અને જો તેને તેની હાલતમાં રહેવા દેશો તો તે વાંકી જ રહેશે. તેથી સ્ત્રીઓ સાથે સદ્‌વ્યવહાર કરવાની મારી શીખ સ્વીકારો. (બુખારી)

### (૪૨) માનભેર રીતે રોજી કમાવવી

હઝરત ઝૂબૈર બિન અવામ રઝિ. ફરમાવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : 'તમારામાંથી કોઈનું દોરડું લઈને લાકડાની ભારી ઉપાડી લાવવી અને એ વેચવી-કે અલ્લાહ આના વડે તેની આબરૂ- સાચવે એના કરતાં બહેતર છે કે તે લોકો પાસે માગતો ફરે અને પછી એને કંઈ મળે કે ન મળે.' (બુખારી)

### (૪૩) મજૂરનાં હક્ક

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રઝિ. ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : મજૂરની મજૂરી તેનો પરસેવો સૂકાયા પહેલાં ચૂકવો. (ઈબ્નેમાજહ)

### (૪૪) મજૂરનાં હક્ક

હઝરત અબૂહુરૈરહ રઝિ.ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : અલ્લાહતઆલા ફરમાવે છે કે, 'ત્રણ વ્યક્તિઓ એવી છે કે કયામતના દિવસે હું એમની સામે ફરિયાદ બનીશ.

એક એ વ્યક્તિ જેણે મારા સોગંદ ખાઈને કરાર કર્યો અને પછી વચનભંગ કર્યો, બીજી એ જેણે એક આઝાદ મનુષ્યને વેચી દીધો અને તેની કિંમત ખાઈ ગયો, અને ત્રીજી એ વ્યક્તિ જેણે કોઈને મજૂરીએ રાખ્યો અને તેની પાસેથી કામ તો પૂરેપુરૂં લીધું પણ તેની મજૂરી ચુકવી નહીં.' (બુખારી)

## (૪૫) સમજુ માણસનું વર્તન

હઝરત શદાદ બિન ઔસ રઝિ.ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : બુદ્ધિશાળી એ છે કે પોતાના મનને (અલ્લાહની) આજ્ઞાંકિત બનાવે અને મૃત્યુ પછીના જીવન માટે કાર્ય કરે અને અણસમજૂ એ છે જે પોતાની ઈચ્છાઓનો દાસ બની જાય અને અલ્લાહ પાસે ખોટી અપેક્ષાઓ રાખે. (તિરમિઝી)

## (૪૬) ઈમાનના તકાદા

હઝરત અબૂહૂરૈરહ રઝિ. ફરમાવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યુ : જે વ્યક્તિ અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર ઈમાન ધરાવતી હોય તેણે ભલી વાત કહેવી જોઈએ, નહીં તો ચુપ રહેવું જોઈએ. અને જે વ્યક્તિ અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર ઈમાન ધરાવતી હોય તેણે પોતાના પાડોશીને તકલીફ આપવી જોઈએ નહીં, અને જે વ્યક્તિ અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર ઈમાન ધરાવતી હોય તેણે મહેમાનનો આદર કરવો જોઈએ. (બુખારી)

## (૪૭) ઈમાનનો પ્રભાવ રોજિંદા જીવનમાં

હઝરત અબૂહુરૈરહ રઝિ. કહે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : ઈમાનની સિત્તરેથી વધુ શાખાઓ છે. એ સૌમાં શ્રેષ્ઠ લાઈલાહ ઈલ્લલ્લાહ બોલવું છે, અને તકલીફ આપતી મામૂલી વસ્તુઓને

રસ્તા વચ્ચેથી હઠાવવી છે અને લાજશરમ ઈમાનની એક (મહત્વની) શાખા છે. (મુસ્લિમ)

## (૪૮) સગાં સાથે સંબંધ વિચ્છેદના જવાબમાં સદ્વ્યવહાર

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : સગાં સાથે સદ્વર્તન કરનાર વ્યક્તિ એ નથી જે વ્યવહારની દ્રષ્ટિએ એવું કરે (સારા વ્યવહારની સામેજ સારો વ્યવહાર કરે) બલ્કે સદ્વ્યવહાર કરનાર હકીકતમાં એ છે જે એવા સંજોગોમાં પણ સદ્વ્યવહાર કરે જ્યારે તેની સાથે સંબંધ કાપી નાંખવામાં આવ્યો હોય. (બુખારી)

## (૪૯) મા-બાપ સાથે ભલું વર્તન

હઝરત અબૂહુરૈરહ રઝિ. ફરમાવે છે કે એક માણસ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં હાજર થયો અને તેણે પૂછ્યું : હે અલ્લાહના રસૂલ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! મારા ભલા વર્તનનો સૌથી વધુ હક્કદાર કોણ છે ? ફરમાવ્યું : તારી મા તેણે પૂછ્યું : પછી કોણ ? ફરમાવ્યું : તારી મા, તેણે ફરી પૂછ્યું : પછી કોણ ? ફરમાવ્યું : તારી મા, તેણે ફરી પૂછ્યું : એના પછી કોણ ? ફરમાવ્યું : એના પછી તારો બાપ. (બુખારી)

## (૫૦) ક્રોધમાં પોતાની જાતને કાબૂમાં રાખવી

હઝરત અબૂહુરૈરહ રઝિ. ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : બળવાન એ નથી જે લોકોને ચિત કરી દે બલ્કે બળવાન હકીકતમાં એ છે જે ગુસ્સો આવે ત્યારે પોતાની જાતને કાબૂમાં રાખે. (બુખારી)

## (૫૧) વ્યવહારમાં નરમાશ અને ઉદારતા દાખવવી

હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ રઝિ.ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : અલ્લાહ એ વ્યક્તિ ઉપર દયા કરે જે ખરીદ - વેચાણ તેમજ (કરજની) ઉઘરાણીમાં નરમાશ અને ઉદારતા દાખવે. (બુખારી)

## (૫૨) આત્મ હત્યા ન કરો

મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે 'આપઘાત કરનાર હંમેશા માટે જહન્નમમાં રહેશે.' (બુખારી)

## (૫૩) એહસાન ન જતાવો - શરાબ હરામ છે

મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે 'એહસાન જતાવવાવાળો, માં-બાપની નાફરમાની કરવાવાળો અને હંમેશા શરાબ પીવાવાળો જન્નતમાં દાખલ નહીં થાય. (નિસાઈ)

## (૫૪) બુરાઈઓને રોકો

મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : કસમ છે તે ઝાતની જેના કબ્ઝામાં મારી જાન છે, તમે ગમે તેવા સંજોગોમાં પણ નેકીનો હુકમ આપજો અને મુન્કર (ગુનાહો) થી લોકોને રોકતા રહેજો. નહિં તો ખૂબ જ નજીક છે કે અલ્લાહતઆલા તમને સખ્ત સજા (અઝાબ) આપશે અને તે સમયે તમે દુઆ કરશો તો પણ કબૂલ કરવામાં નહી આવે.

(તિરમિઝી)

મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : કોઈ વ્યક્તિ અગર કોઈ કૌમની દરમિયાન રહીને અલ્લાહની નારાજગી અને નાફરમાનીના કામ કરી રહ્યો છે અને (તે કૌમના) લોકો તેને રોકવાની

તાકત રાખવા છતાં તેને રોકતાં નથી તો આવા લોકોને અલ્લાહતઆલા મરતાં પહેલાં કોઈ ન કોઈ અઝાબમાં મુબ્તિલા કરી દેશે. (અબુદાવુદ)

## (૫૫) ગુનાની સજા

હઝરત ઈબ્ને અબ્બાસ રઝિ.થી રિવાયત છે કે જ્યારે કોઈ કૌમ ગનીમતના માલમાં ખયાનત કરવા લાગે છે ત્યારે અલ્લાહતઆલા તેમના દિલોમાં દુશ્મનોનો રોબ નાખી દે છે. જ્યારે કોઈ કોમમાં ઝીનાકારી ફેલાઈ જાય છે ત્યારે તેમાં મૌતનું પ્રમાણ વધી જાય છે. જ્યારે કોઈ કૌમ માપતોલમાં કમી કરવા લાગે છે ત્યારે તેમની રોજી અટકાવી દેવામાં આવે છે. અને જ્યારે કોઈ કૌમ નાહક ફેંસલા કરે છે, નાઈન્સાફી કરે છે ત્યારે તેમાં ખુનરેજી ફેલાઈ જાય છે. અને જ્યારે કોઈ કૌમ અહદ-કરાર તોડે છે તેમના પર દુશ્મન હાવી કરી દેવામાં આવે છે. (મુઅત્તા ઈમામ માલિક)

## (૫૬) ઘરમાં દાખલ થવાના આદાબ

મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જ્યારે તમે ઘરમાં દાખળ થાઓ તો ઘરના લોકોને સલામ કહો.

ઘરનો દરવાજો ધીમેથી ખોલો. સહાબાએ કિરામ રઝિ. આંગળીઓ દ્વારા ધીરેથી દરવાજો ખોલતા.

ત્રણ વખથ અવાજ આપવાથી અથવા બેલ વગાડવાથી જવાબ ન મળે તો પાછા વળી જાઓ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હુક્મ છે કે, જ્યારે તમારામાંથી કોઈ ત્રણ વખત ઈઝાઝત માંગે અને ન મળે તો તેણે પાછા વળી જવું જોઈએ. (બુખારી)

## (૫૭) જુલ્મ અને અત્યાચાર

હઝરત અબૂઝર રઝિ. ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, અલ્લાહતઆલા ફરમાવે છે : ‘હે મારા

બંદાઓ ! મેં જુલ્મને મારા ઉપર હરામ કરી લીધું છે અને તમારી અંદર પણ તેને હરામ ઠરાવી દીધું છે તેથી એકબીજા ઉપર જુલ્મ ન કરો.'

'હે મારા બંદાઓ ! તમે બધા જ માર્ગ ભૂલેલા છો સિવાય કે જેને હું માર્ગદર્શન એનાયત કરું, તેથી મારી પાસે (હિદાયત) માર્ગદર્શન માગો, હું તમને રાહ દેખાડીશ.'

'હે મારા બંદાઓ ! તમે સૌ નગ્ન છો સિવાય કે જેને હું પહેરાવું, તેથી મારી પાસે કપડાં માગો હું તમને પહેરાવીશ.'

હે મારા બંદાઓ ! ' તમે રાત-દિવસ ગુના કરો છો અને હું જ દરેક પ્રકારના ગુનાઓ માફ કરૂં છું તેથી મારી પાસે માફી માંગો, હું તમને માફ કરી દઈશ.'

'હે મારા બંદાઓ ! તમે મને ન તો નુકશાન પહોંચાડી શકો છો ન તો નફો.'

'હે મારા બંદાઓ ! જો તમારી અગાઊના અને પછીના તમામ મનુષ્યો અને જિન્નાતો સૌથી વધુ મુત્તકી (અલ્લાહથી ડરનાર) માણસના જેવાં થઈ જાય તો આનાથી મારા સામ્રાજ્યમાં કોઈ વધારો નહીં થાય.'

'હે મારા બંદાઓ ! જો તમારી અગાઊના અને પછીના તમામ મનુષ્યો અને જિન્નાતો સૌથી વધુ આજ્ઞાભંગ કરનાર માણસ જેવાં થઈ જાય તો આનાથી મારા સામ્રાજ્યમાં કોઈ ઘટાડો નહીં થાય.'

હે મારા બંદાઓ ! જો તમારી અગાઊના પછીના તમામ મનુષ્યો અને જિન્નાત એક સપાટ મેદાનમાં એકઠાં થઈ મારી પાસે માંગે અને હું દરરેકની માંગણી પૂરી કરી દઊં તો આનાથી મારા ભંડારોમાં કોઈ ઘટાડો નહીં થાય, એટલા ઘટાડા સિવાય કે જે સોયને સમુદ્રમાં બોળવાથી થાય છે.

'હે મારા બંદાઓ ! આ તમારા કર્મ છે જે હું ગણું છું, પછી તમને એમનો પૂરે પૂરો બદલો આપીશ. તો જે માણસ ભલાઈ મેળવી લે તે અલ્લાહનો આભાર માને અને જે ભલાઈ સિવાય અન્ય વસ્તુ પામે તે પોતાની જાતને દોષ દે.' (મુસ્લિમ)

### જુલ્મ

હઝરત ઈબ્ને ઉમર રઝિ.ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જુલ્મ કયામતના દિવસે અંધારાંના રૂપમાં આવશે. (મુસ્લિમ)

### (૫૮) પારકી જમીન પચાવી પાડવી

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ નાહક કોઈની જમીન ઉપર કબ્જો કરશે કયામતના દિવસે તેને સાત જમીનો સુધી ધસાવી દેવામાં આવશે. (બુખારી)

### (૫૯) સગાં સાથે સંબંધ તોડવો

હઝરત જુબૈર બિન મુત્ઈમ રઝિ.ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : સગાં સાથે સંબંધ તોડનાર જન્નતમાં નહી જાય. (મુસ્લિમ)

### (૬૦) ધનની લાલચ

હઝરત ઈબ્ને અબ્બાસ રઝિ.ની રિવાયત છે કે નબી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જો વ્યકિત પાસે ધન ભરેલાં બે મેદાન હોય તો તે ત્રીજું માગશે. માણસનું પેટ તો માટી જ ભરશે. અને અલ્લાહ એ માણસ તરફ જુએ છે જે તેની તરફ વળે. (બુખારી)

## (૬૧) હરામનું ખાવું

હઝરત અબૂબક સિદીક રઝિ.ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : એ શરીર જન્નતમાં દાખલ નહીં થાય જે હરામનું ખાઈને ઊછર્યો હોય.(મિશ્કાત)

## હરામનું ખાવું

હઝરત અબૂહુરૈરહ રઝિ. ની રીવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : લોકો ઉપર એક સમય આવશે જ્યારે માણસને એ વાતની પડી નહીં હોય કે તેણે કેવી રીતે ધન પ્રાપ્ત કર્યું - હલાલ રીતે કે હરામ દ્વારા ! (બુખારી)

## હરામનું ખાવું

હઝરત અબૂહરૈરહ રઝિ. વર્ણવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : અલ્લાહતઆલા પાક છે અને પાક વસ્તુઓ જ કબૂલ ફરમાવે છે તેણે મુ'મિનોને એ વાતનો હુકમ આપ્યો છે જેનો હુકમ તેણે રસૂલોને આપ્યો છે. તેનું ફરમાન છેઃ

'હે રસૂલો ! પાક વસ્તુઓ ખાઓ અને નેક અમલ કરો, તમે જે કંઈ કરો છો તે હું જાણું છું (મુ'મિનૂન ૫૧) આ ઉપરાંત ફરમાવ્યું છે, '

'હે ઈમાનવાળાઓ ખાઓ પાક વસ્તુઓ જે અમે તમને આપી છે.' (બકરહ-૨૧)

રિવાયત કર્તા કહે છે કે, પછી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એવા માણસનો ઉલ્લેખ કર્યો જે (હજ્જ માટે) લાંબી મુસાફરી ખેડે છે, જેના વાળ (મુસાફરીના લીધે) વેરવિખેર અને ધૂળવાળાં થઈ ગયાં છે. તે પોતાના હાથ આકાશ તરફ ઉઠાવી દુઆ કરે છે કે, 'હે મારા રબ ! હે

મારા રબ ! જો કે તેનું ખાવું, પીવું અને પોશાક બધુંજ હરામનું છે, અને હરામ ખાઈને તે ઉછર્યો છે, તો પછી તેની દુઆ કઈ રીતે કબૂલ થશે ?'

## (૬૨) કંજૂસાઈ

હઝરત અબૂહરૈરહ રઝિ. ફરમાવે છે કે નબી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ  ફરમાવ્યું : દરરોજ સવારના સમયે બે ફરિશ્તા ઊતરે છે, એક કહે છે 'હે અલ્લાહ ! અલ્લાહના માર્ગમાં ખર્ચ કરનારને આની જગ્યાએ બીજું એનાયત કર' અને બીજો કહે છે, 'હે અલ્લાહ ! કંજૂસના માલને નષ્ટ કરી દે.' (બુખારી)

## કંજૂસાઈ

હઝરત અબૂહુરૈરહ રઝિ. ની રિવાયત છે કે  મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : કંજૂસાઈ કરનારનું અને અલ્લાહના વાસ્તે ખર્ચ કરનારનું ઉદાહરણ એવું છે જાણે બે માણસોએ લોખંડી બખ્તર પહેરેલું હોય જે છાતીથી હંસલીની હાડકી સુધી હોય. અલ્લાહના માર્ગમાં ખર્ચ કરનાર જ્યારે ખર્ચ કરે છે ત્યારે તેનું બખ્તર વિસ્તરીને આખાયે શરીરને ઢાંકી લે છે એટલે સુધી કે તેના આંગળાં અને પગના નિશાન પણ ઢાંકી લે છે. આનાથી વિરૂદ્ધ કંજૂસ જ્યારે ખર્ચ કરવાનો વિચાર કરે છે ત્યારે બખ્તરની બધી કડીઓ સંકોચાય છે, તે તેને પહોળી કરવા માંગે છે પરંતુ તે પહોળી થઈ શકતી નથી.(બુખારી)

## (૬૩) દંભ (મુનાફિક)ના લક્ષણો

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્રની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : ચાર વાતો એવી છે જે જેની અંદર એકઠી થઈ જાય તો તે સદંતર દંભી છે અને જેની અંદર એમાંથી

કોઈ એક લક્ષણ હોય તો તે દંભીનું લક્ષણ છે. જ્યાં સુધી તેને છોડી ન દે. (૧) જ્યારે અનામત સોંપવામાં આવે તો અપ્રમાણિકતા આચરે. (૨) જ્યારે વાત કરે તો જૂઠ બોલે. (૩) જ્યારે કરાર કરે તો કરારભંગ કરે અને (૪) જ્યારે ઝઘડે તો ગાળાગાળી કરે. (બુખારી)

## (૬૪) પડોશીને તંગ કરવો

હઝરત અબૂશરીહ રઝિ. ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : અલ્લાહના સોંગદ ! એ મુ'મિન નથી, અલ્લાહના સોગંદ ! એ મુ'મિન નથી, અલ્લાહના સોગંદ ! એ મુ'મિન નથી !

કોઈએ પૂછ્યું : હે અલ્લાહના રસૂલ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! કોણ મુ'મિન નથી?

ફરમાવ્યું : એ કે જેનો પાડોશી તેની કનડગતો (તકલીફ પહોંચાડવા) થી સલામત નથી. (બુખારી)

## (૬૫) ઈચ્છાપરસ્તી

હઝરત અબૂહુરૈરહ રઝિ. ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જહન્નમ મનની ઈચ્છાઓથી ઢાંકી દેવામાં આવી છે અને જન્નત એવી વાતોથી જે મનને ગમતી નથી.

(બુખારી)

## (૬૬) જાતિવાદ

હઝરત અબૂહરૈરહ રઝિ. વર્ણવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : તમારૂં અજ્ઞાનકાળનું અભિમાન અને બાપદાદા માટે ગર્વ કરવાની રીત અલ્લાહઆલાએ મિટાવી દીધી છે. માણસ કાં તો મુ'મિનમુત્તકી (અલ્લાહનો ડર રાખનાર મુસ્લિમ) હોય છે કે

પછી દુર્ભાગી ગુનેગાર. તમામ મનુષ્યો આદમની સંતાન છે અને આદમને માટીમાંથી પેદા કરવામાં આવ્યા હતાં. (તિરમિઝી)

### (૬૭) નગ્નતા

હઝરત ઉમ્મે સલ્મહ રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : કેટલીય સ્ત્રીઓ એવી છે જે દુનિયામાં કપડાં પહેરેલી રહે છે પરંતુ કયામતના દિવસે નગ્ન હશે. (સમજ : જે સ્ત્રીઓ અર્ધ નગ્ન પોશાક અથવા તો એવા બારીક કપડા પહેરે છે જે પહેરવા છતાં તેમના શરીરના ભાગો દેખાય છે). (બુખારી)

### (૬૮) સ્ત્રીઓ જેવું દેખાવવું

હઝરત ઈબ્ને અબ્બાસ રઝિ. ફરમાવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સ્ત્રીઓ જેવાં દેખાવ અપનાવનાર પુરૂષો અને પૂરૂષો જેવી દેખાવ અપનાવનાર સ્ત્રીઓ ઉપર ફિટકાર વરસાવી. (બુખારી)

### (૬૯) પરસ્પર સંબંધો ખરાબ કરનારી વાતો

હઝરત અબૂહુરૈરહ રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યુ : અનૂમાન કરવાથી દૂર રહો કારણ કે અનૂમાન સૌથી ખરાબ જૂઠ છે, લોકોની ખામીઓ ન શોધો, બાતમી લેતા ન ફરો, એકબીજાની ઈર્ષ્યા ન કરો અને પરસ્પર દ્વેષ ન રાખો, બલ્કે હે અલ્લાહના બંદાઓ ! ભાઈ-ભાઈ બની જાઓ. (બુખારી)

### (૭૦) જ્યારે લાજ શરમ ન રહે

હઝરત અબ્દુલ્લા બિન મસઉદ રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : અગાઉની નબુવ્વતની વાતોમાંથી લોકોએ જે કંઈ મેળવ્યું છે એમાંથી એક વાત આ છે જ્યારે તમારી અંદર લાજશરમ ન રહે તો પછી ચાહો તે કરો.(બુખારી)

### (૭૧) જુલ્મીને ન રોકવાનું પરિણામ

હઝરત અબૂબક્ર સિદ્દીક રઝિ. ફરમાવે છે કે મેં મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એમ કહેતાં સાંભળ્યા : જ્યારે લોકો જુલ્મીને જોઈને તેના હાથ ન પકડે તો અલ્લાહ એમની ઉપર સર્વ વ્યાપી અઝાબ (આફત) ઊતારે છે. (તિરમિઝી)

### (૭૨) વેપારમાં ગુનાખોરી

હઝરત રિફાઆ રઝિ. ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : વેપારીઓને (જુઠી કસમ ખાઈને માલ વેચનાર) કયામતના દિવસે ગુનેગારના રૂપમાં ઉઠાવવામાં આવશે, એમના સિવાય જેમણે તક્વા (અલ્લાહનો ડર), નેકી અને સત્યનો રસ્તો અપનાવ્યો હશે. (તિરમિઝી)

### (૭૩) સંગ્રહખોરી

હઝરત મઅ્મર બિન અબ્દુલ્લાહ રઝિ.ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : 'એ જ વ્યકિત સંગ્રહખોરી કરે છે જે ગુનેગાર છે.' (મુસ્લિમ)

### (૭૪) રાજકારણ અને રાજ્ય જવાબદારીનું ભાન

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રઝિ. વર્ણવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : સાંભળો ! તમારામાંથી દરેક વ્યકિત દેખરેખ રાખનાર છે અને દરેકને તેના વિષે કે જે તેની દેખરેખ હેઠળ છે પૂછવામાં આવશે. ઈમામ (રાજા) જે લોકોનો આગેવાન હોય છે દેખરેખ રાખનાર છે અને તેને એમના વિષે જવાબ આપવો પડશે. સ્ત્રી પોતાના પતિના ઘર અને તેના બાળકોની દેખરેખ રાખનાર છે અને તેને એમના વિષે પૂછવામાં આવશે. ગુલામ પોતાના માલિકના માલની દેખરેખ

રાખનાર છે અને તેને તેની આ જવાબદારી વિષે પૂછવામાં આવશે. તો જૂઓ ! તમારામાંથી દરેક દેખરેખ રાખનાર છે અને દરેકને તેની જવાબદારી વિષે પૂછવામાં આવશે. (બુખારી)

### (૭૫) સત્તા અયોગ્ય લોકોને સોંપવી

હઝરત અબૂહૂરરૈહ રઝિ. વર્ણવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જ્યારે રાજ્યના મામલાઓ અયોગ્ય લોકોના હાથમાં સોંપી દેવામાં આવે તો પછી કયામતની રાહ જૂઓ.

સવાલ કરનારે પૂછ્યું : અમાનત કેવી રીતે વેડફી નાંખવામાં આવે છે ? ફરમાવ્યું : જ્યારે રાજ્યના મામલાઓ અયોગ્ય લોકોના હાથમાં સોંપી દેવામાં આવે તો પછી કયામતની રાહ જુઓ. (બુખારી)

### (૭૬) સૌથી ખરાબ રાજ્યકર્તા

હઝરત આઈઝ બિન અમ્ર રઝિ. ફરમાવે છે કે મેં મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એમ કહેતાં સાંભળ્યાં : સોથી ખરાબ શાસકો એ છે કે જે પ્રજાને કચડી નાંખે છે. (મુસ્લિમ)

### (૭૭) જુલ્મનો ભોગ બનેલ વ્યકિતની હાયથી બચવુ

હઝરત ઈબ્ને અબ્બાસ રઝિ. ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત મુઆઝ રઝિ. ને યમન (ના શાસક બનાવીને) મોકલ્યાં ત્યારે એમને શીખામણ આપી કે, જુલ્મનો ભોગ બનેલની હાયથી બચો કેમકે તેની (દુઆ) અને અલ્લાહની વચ્ચે કોઈ વસ્તુ વચ્ચે હોતી નથી. (બુખારી)

### (૭૮) સંધિબદ્ધ ગેરમુસ્લિમની હત્યા સંગીન ગુનો

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર રઝિ.ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જેણે કોઈ એવા

ગેરમુસ્લિમની હત્યા કરી જેની સાથે કરાર-સંધિ થઈ ગઈ હોય તે જન્નતની ખૂશ્બુ પણ નહીં સૂંઘી શકે જોકે તેની ખુશ્બુ ચાળીસ વરસની મુસાફરીના અંતરથી અનુભવાશે.(બુખારી)

## (૭૯) લાંચ લેવી

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર રઝિ. ફરમાવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : લાંચ આપનાર અને લાંચ લેનાર ઉપર લાનત કરી. (તિરમિઝી)

## (૮૦) દુનિયાની હકીકત આખિરતના મુકાબલે

હઝરત મુસ્તવરિદ રઝિ. ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : અલ્લાહના સોગંદ ! દુનિયા આખિરતના મુકાબલે એવી છે જાણે કોઈ વ્યક્તિ સમુદ્રમાં આંગળી બોળે અને પછી કાઢીને જૂએ કે તેને કેટલું પાણી ચોંટ્યું છે. (મુસ્લિમ)

## (૮૧) દુનિયા હસવાની જગ્યા નથી !

હઝરત અબૂહુરૈરહ રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે કંઈ હું જાણું છું તે જો તમે જાણતા હોત તો હસતા ઓછું અને રડતા વધારે. (બુખારી)

## (૮૨) સાચી મંઝિલ ભણી

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રઝિ. કહે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે, મારો ખભો પકડીને ફરમાવ્યું : દુનિયામાં એવી રીતે રહો કે જાણે તમે વતનથી દૂર છો અથવા વટેમાર્ગૂ (એટલે કે મુસાફીર). (બુખારી)

## (૮૩) દુનિયા આરામની જગ્યા નથી !

હઝરત અબૂહુરૈરહ રઝિ.ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : દુનિયા મોમિન માટે કેદખાનું છે અને કાફિર (ઈન્કાર કરનાર) માટે જન્નત. (મુસ્લિમ)

## (૮૪) સૌથી મોટ ગુનો

હઝરત અબ્દુલ્લાહ રઝિ. ફરમાવે છે કે મેં મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પૂછ્યું : કયો ગુનો સૌથી મોટ છે ? ફરમાવ્યું : તમારૂં અલ્લાહને સમકક્ષ (અન્ય કોઈની) ઠરાવવું જ્યારે તેણે તમને પેદા કર્યા છે.

મેં પૂછ્યું : આ પછી કયો ? ફરમાવ્યું : પોતાની સંતાનની હત્યા કરવી, એ બીકે કે તે તમારા ખાવામાં ભાગીદાર થશે.

મેં પૂછ્યું : આના પછી કયો ? ફરમાવ્યું : પોતાના પાડોશીની પત્ની સાથે વ્યભિચાર કરવો. (બુખારી)

## (૮૫) જૂઠી સાક્ષી

હઝરત અબૂબક્ર રઝિ. ફરમાવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : કબીરા (મોટા) ગુનાઓમાં સૌથી મોટા ગુના આ છે : અલ્લાહની સાથે ભાગીદાર ઠેરવવું, માં-બાપ સાથે દુવ્યવહાર કરવો, અને જૂઠી સાક્ષી આપવી.

## (૮૬) કબરપરસ્તી

હઝરત જાબિર રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કબરને ચુંબન કરવાની, પાકી બનાવવાની, તેની ઉપર (સામે) બેસવાની અને તેની ઉપર ઈમારત બાંધવાની મનાઈ કરી છે. (મુસ્લિમ)

## (૮૭) કબર ઉપર મેળો ન લગાવો

હઝરત અબૂહૂરૈરહ રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : મારી કબરને (ઈદ) રજૂ થવાની જગ્યા ન બનાવો, અલબત્ત મારી ઉપર દરૂદ મોકલો, તમે ગમે ત્યાં હોય તમારો દુરૂદ મને પહોંચી જશે. (અબુદાવુદ)

## (૮૮) ઈસ્લામનો પાયો

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : ઈસ્લામનો પાયો પાંચ બાબતો ઉપર છે. સાક્ષી આપવી કે અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી, અને મુહમ્મદ સલ્લ્લાલહુ અલયહિ વ સલ્લમ અલ્લાહના રસૂલ છે, નમાઝ સ્થાપવી, ઝકાત આપવી, હજ્જ કરવી, અને રમઝાનના રોઝા રાખવાં. (બુખારી)

## (૮૯) પ્રાકૃતિક ધર્મ (ઈસ્લામ)

હઝરત અબૂહુરૈરહ રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : કોઈ બાળક એવું નથી જે પ્રકૃતિ (ઈસ્લામ) ઉપર  જન્મતુ ન હોય, પછી થી તેના મા-બાપ તેને યહૂદી, ઈસાઈ અથવા  મુશ્રિક બનાવી દે છે. (મુસ્લિમ)

## (૯૦) વિશ્વ વ્યાપી પયગમ્બરી

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : આ પહેલાં નબી ખાસ કરીને એની પોતાની કોમની તરફ મોકલવામાં આવતો હતો, પરંતુ હું તમામ માનવો તરફ મોકલવામાં આવ્યો છું. (સહીહબુખારી)

## (૯૧) રસૂલનું આજ્ઞાપાલન

હઝરત અબૂહૂરૈરહ રઝિ. વર્ણવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જેણે મારું આજ્ઞાપાલન કર્યું તેણે હકીકતમાં અલ્લાહનું આજ્ઞાપાલન કર્યું અને જેણે મારી આજ્ઞા ન માની તેણે હકીકતમાં અલ્લાહની નાફરમાની કરી. (બુખારી)

## (૯૨) પ્રજાઓ (કોમો) ની ચડતી-પડતીનું કારણ

હઝરત ઉમર રઝિ.ની રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : અલ્લાહ આ ગ્રંથ (કુરઆન) વડે કેટલીયે કોમોને બુલંદી અને ઉચ્ચતા એનાયત કરશે અને કેટલાયને પડતીમાં નાંખશે. (મુસ્લિમ)

## (૯૩) સર્વશ્રેષ્ઠ જ્ઞાન

હઝરત ઉસ્માન રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : તમારામાં સૌથી બહેતર એ છે જે કુરઆનનું જ્ઞાન મેળવે અને બીજાંને એ શીખવાડે. (બુખારી)

## (૯૪) સાચી શાંતિ અને આરામ

હઝરત અનસ રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : કયામતના દિવસે જહન્નમના લોકોમાંથી એવા માણસને લાવવામાં આવશે જે દુનિયામાં સૌથી વધુ સુખી હતો. તેને જહન્નમની આગમાં એક ડુબકી ખવડાવી પૂછવામાં આવશે, 'હે ઈબ્નેઆદમ ! ક્યારેય તેં સુખ જોયું છે ? અને ક્યારેય તને સંપન્નતા મળી હતી ? તે કહેશે, 'અલ્લાહના સોગંદ ! ના, હે મારા રબ.' આવી રીતે જન્નતમાંથી એવા માણસને લાવવામાં આવશે જેણે દુનિયામાં સૌથી વધારે તકલીફો ઉઠાવી હશે તેને જન્નતમાં એક ડુબકી ખવડાવી પૂછવામાં આવશે

‘હે ઈબ્નેઆદમ ! ક્યારેય તેં તંગી જોઈ હતી અને ક્યારેય તને તકલીફ પડી હતી ? તે કહેશે ‘અલ્લાહના સોગંદ ! ના, હે મારા રબ ! ન મેં ક્યારેય તંગી વેઠી ન તો તકલીફ ઉઠાવી.’ (મુસ્લિમ)

### (૯૫) દુશ્મનો સાથે ભલો વ્યવહાર

હઝરત અબૂહુરરૈહ રઝિ. ફરમાવે છે કે ‘‘મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ’’એ (ફત્હેમકકાના પ્રસંગે) કહ્યું : જે કોઈ પણ અબૂસુફ્યાનના ઘરમાં દાખલ થશે તેને સલામતી મળશે, જે હથિયાર નાખી દેશે તેને પણ સલામતી મળશે અને જે પોતાનો દરવાજો બંધ કરશે તેને પણ સલામતી મળશે. (મુસ્લિમ)

### (૯૬) કેદીની સાથે વ્યવહાર

હઝરત અબૂહૂરરૈહ રઝિ. ફરમાવે છે કે : ‘મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘોડેસ્વારોનું બનેલું લશ્કર નજદ તરફ મોકલ્યું. આ સવાર બનીહનીફાના એક માણસ સમામા બિન અસાલને પકડીને લાવ્યાં અને તેને મસ્જિદના થાંભલા સાથે બાંધી દીધો. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ તેની પાસે પધાર્યા અને પૂછ્યું સમામા ! તમારો શો ઈરાદો છે ? તેણે કહ્યું, મારો ઈરાદો સારો છે. હે મુહમ્મદ ! જો આપ મને કતલ કરશો તો એક કતલ થવાને પાત્ર માણસને કતલ કરશો અને જો એહસાન કરશો તો એક આભારી વ્યક્તિ ઉપર એહસાન કરશો અને જો ફિદ્યાની રકમ જોઈતી હોય તો ચાહો તેટલી માગી શકો છો. પરંતુ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ તેને એ જ હાલતમાં છોડી દીધો. બીજા દિવસે ફરી પધાર્યા અને પૂછ્યું : સમામા શું ઈચ્છા છે ? તેણે કહ્યું કે, એ જ જે હું કહી ચૂક્યો છું કે, જો આપ એહસાન કરશો તો એક આભારી વ્યક્તિ ઉપર

એહસાન કરશો મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેને એ દિવસે પણ એ જ હાલતમાં છોડી દીધો.

ત્રીજા દિવસે ફરી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પધાર્યા અને પૂછ્યું : તમારો શો ઈરાદો છે ? તેણે કહ્યું કે,
એ જ જે હું કહી ગયો છું. આ જવાબ સાંભળીને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ તેને મુક્ત કરી દેવાનો હુક્મ કર્યો. સમામા (મુક્ત થતાંની સાથે જ) મસ્જીદ પાસે એક ખજૂરી પાસે ગયો અને તેની આડ લઈ સ્નાન કર્યું.
સ્નાન પતાવી મસ્જીદમાં આવ્યો અને કલ્મો પઢ્યો.

અશહદુ અલ્લાઈલાહા ઈલ્લલ્લાહુ વ અશહદુન્ન મુહમ્મદુર્રસૂલુલ્લાહ (હું ગવાહી આપું છું કે અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી અને હું ગવાહી આપું છું કે મુહમ્મદ અલ્લાહના રસૂલ છે.) અને સવિનય બોલ્યાં : હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અલ્લાહના સોગંદ ! મારી દૃષ્ટિમાં ધરતી ઉપર કોઈ ચહેરો આપના ચહેરાથી વધારે નફરતને લાયક ન હતો, પરંતુ હવે મારી નજરમાં આપનો ચહેરો સૌથી વધારે પ્રિય છે. કસમ ખુદાના ! કોઈ દીન (ધર્મ) મારી સામે આપના દીનથી વધુ ધૃણાપાત્ર ન હતો, પરંતુ હવે આપનો દીન મને સૌથી વધુ પ્રિય છે. અલ્લાહના સોગંદ ! કોઈ શહેર મારી નજીક આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શહેરથી વધુ નફરતને પાત્ર ન હતું પરંતુ આજે આપનું શહેર મને તમામ શહેરોથી વધુ પસંદ છે.'' (બુખારી)

### (૯૭) સદ્વ્યવહાર

હઝરત અબૂહુરૈરહ રઝિ. ફરમાવે છે કે, એક રાત્રે એક કાફિર મેહમાન મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ત્યાં આવ્યો. મુહમ્મદ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બકરીના દૂધથી તેની મહેમાનગતિ કરવા માટે કહ્યું. એક બકરીનું દૂધ દોહવામાં આવ્યું અને તેને આપવામાં આવ્યું જે તે પી ગયો. પછી બીજી બકરીનું દૂધ આપવામાં આવ્યું, અને તે પણ તે પી ગયો. આમ તેણે સાત બકરીઓનું દૂધ પી નાખ્યું. સવાર પડી તો તેણે ઈસ્લામ સ્વીકારી લીધું. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેને બકરીનું દૂધ આપવાની સૂચના આપી. દૂધ દોહવામાં આવ્યાં અને તેની સમક્ષ મૂકવામાં આવ્યું જેને તે પી ગયો. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, કે બીજી બકરીનું દૂધ આપો. પણ તેણે તે પુરૂં પીધું નહીં. આ (જોઈને) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : ''મોમિન એક આંતરડામાં પીએ છે પરંતુ કાફિર સાત આંતરડામાં''. (તિરમિઝી)

## (૯૮) સદ્વ્યવહાર

હજરત અસ્મા બિન્તે અબૂબક્ર રઝિ. ફરમાવે છે કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જમાનામાં મારી માતા (જે મુશ્રિક હતાં) વ્યવહાર માટે મારી પાસે (મદીના) આવ્યાં. મેં મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પૂછ્યું, 'શું હું મારી માતા સાથે સદ્વ્યવહાર કરૂં ?' મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : હા, એમની સાથે સારો વ્યવહાર કરો.'

રિવાયતકર્તા ઈબ્નેઉયૈના રઝિ. કહે છે કે અલ્લાહતઆલાએ આ બાબત અંગે (સૂર : મુમ્તહિના)ની આયત : લાયન્હાકુમુલ્લાહુ અનિલ્લઝીન યુકાતિલૂકુમ ફિદ્દીન, ઉતારી. (બુખારી)

## (૯૯) સામાન્ય માનવીની જેમ જીવવું

હઝરત અનસ બિન માલિક રઝિ. ફરમાવે છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બીમારની ખબર પૂછતાં, જનાઝામાં સામેલ થતાં, ગધેડા ઉપર સવારી કરતાં અને ગુલામની દઅ્વત સ્વીકારતાં. (તિરમિઝી)

## (૧૦૦) સામાન્ય માનવીની જેમ જીવવું

હઝરત અનસ રઝિ. ફરમાવે છે કે સહાબા માટે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પ્રિય કોઈ ન હતું. આમ છતાં મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોઈને તેઓ ઉભા થઈ જતાં ન હતાં કેમકે એમને ખબર હતી કે આ રીત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ગમતી નથી. (તિરમિઝી)

**આ કિતાબ પઢવાવાળાને નમ્ર વિનંતી છે કે તેને તૈયાર કરવામાં જાણે અજાણે કોઈ ભૂલ રહી ગયેલ હોય તો અમને તેની જાણ કરશો જેથી નવી એડીશનમાં સુધારી શકાય અને અલ્લાહતઆલાથી દુઆ કરશો અલ્લાહ આપણી દરેકની ભુલચુક માફ કરે. આમીન.**

**આ કિતાબ તૈયાર કરવામાં જે કોઈએ પણ સહકાર આપેલ છે અલ્લાહ તેનો બહેતર બદલો બન્ને જહાનમાં આપે. આમીન**

સમગ્ર સૃષ્ટિના સર્જક અલ્લાહના નામથી
જે અત્યંત દયાળુ અને અનહદ કૃપાળુ છે

# અનમોલ મોતી

**સમગ્ર માનવજાતના પયગમ્બર (સંદેષ્ટા)**
મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વચન રત્નો

**સંકલન : અબુ તલ્હા**

***દ્વિતીય આવૃત્તિ : ફેબ્રુઆરી-૨૦૧૪ પ્રત : ૧૦૦૦***

## અનમોલ પ્રકાશન - કિતાબો કી ફેહરીસ્ત

૧. કુરઆન સંદેશ
૨. ખુત્બાતે તૌહીદ
૩. દિન ઔર રાતમેં નબી સ.અ.વ.કી એક હજાર સે ઝ્યાદા સુન્નતેં
૪. મેં તૌબા કરના ચાહતા હું લેકીન....
૫. અનમોલ મોતી (નબી સ.અ.વ. કે અખ્લાક - ૧૦૦ હદીષ)
૬. નમાઝ પઢનેવાલો કે લીયે ૩૦ ખુશ ખબરીયાં
૭. ઝબાન કી હિફાઝત
૮. વાલેદૈન સે હુસ્ને સુલુક
૯. રેહબરે હજ્જ
૧૦. નમાઝે નબવી (સ.અ.વ.)
૧૧. મખ્સુસ દુઆએં
૧૨. દુઆએં સુબ્હ ઔર શામકી
૧૩. એહલે સુન્નત
૧૪. ફઝાઈલે કુરઆન મજીદ
૧૫. ૭૮૬ કી હકીકત
૧૬. યા અલ્લાહ મદદ
૧૭. તલાકનો ઈસ્લામી ફતવો
૧૮. ઈસ્લામી આદાબ
૧૯. નેક ઔરત
૨૦. આદાબે ઝિંદગી
૨૧. દુઆ
૨૨. તોહફા-એ-રમઝાન
૨૩. દઅવતે હક કે તકાઝે ઔર એક દાઈ કી ખુશુશીયાત
૨૪. અય મુસ્લિમ બહન
૨૫. ઔરત ઔર શોપીંગ
૨૬. સબ્ર
૨૭. ૧૦૦ કબીરા ગુનાહ
૨૮. ઈલ્મ કી ફઝીલત
૨૯. એક હઝાર મુન્તખબ અહાદીષ (બુખારી શરીફ) હિસ્સા-૧